શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

# સૂર્યકુમારી.

## નાટકનાં ગાયનો તથા ટુંકસાર

સુરત ભાગાતળાવ રોડપર આવેલા
ધી "ઇન્ડીયા" પ્રિન્ટીંગ પ્રેસમાં
કુંચનલાલ ચુનીલાલે છાપી.

કીંમત ૪ આના.

શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

# સૂર્યકુમારી.

નાટકનો ટુંકો સાર તથા ગાયનો.

લેખક—રઘુનાથ ત્રીભોવનદાસ બ્રહ્મભટ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

નકુભાઇ કાલુભાઇ શાહ

માલેક—"શ્રી આર્ય નૈતિક નાટક સમાજ"

પ્રસિદ્ધ કરવાનું ઠે. તારદેવ બાલીવાલા ગ્રાંડ થીએટર-મુંબઈ.

વિક્રમ સંવત ૧૯૭૬—ઇ. સ. ૧૯૨૦.

આવૃત્તિ ૯ મી    પ્રત ૧૦,૦૦૦

# મુખ્ય પાત્રોનાં નામ.

## પુરૂષ પાત્રો.

સંવરણ—પુરૂવંશી રાજેન્દ્ર, હસ્તીનાપુરનો મહારાજા, પાંડવોનો પિતા મહ.

વસંતક—સંવરણનો રમુજી મિત્ર

નારદ—બ્રહ્માના માનસિક પુત્ર દેવર્ષિ

સુર્ય—ત્રીલોકના ચક્ષુ બાર આદિત્યોમાંનો શ્રેષ્ઠ લોકપાળ

ધર્મ અથવા યમ—સુર્યનો પુત્ર

વિષ્ણુ—ત્રીલોકાધીશ નારાયણ

ઈન્દ્ર—સુરપતી

રાહુ—નવગ્રહમાંનો મોટો ગ્રહ

વજ્રમુષ્ટી—મોહનીકાનો અનુચર રાક્ષસ,

આ સિવાયદે વતાઓ—ગ્રહો, ચંદ્ર, દેવદત્ત, પ્રધાન, સેનાપતિ કામદેવ વિગેરે વિગેરે.

## સ્ત્રી પાત્રો.

તપતી—ભગવાન સુર્યની નાની પુત્રી સંવરણની પ્રાણેશ્વરી

તરલીકા<br>તમાલીકા } તપતીની પ્રિય સહચરીઓ

મોહનીકા—માયાવી વિદ્યાધરી તપતીની પ્રથમની સખી
પાછળથી હરીફ

સુલોચના—સંવરણની પરમ પતિવ્રતા મહારાણી

માધવી—સુલોચનાની દાસી

રનાદે—સુર્યની પત્નિ

સાવિત્રી—સુર્યની મોટી પુત્રી ગાયત્રી

સાહેલીઓ, સિદ્ધિઓ, અપ્સરાઓ ઇત્યાદિ ઇત્યાદિ

સ્થળ—હસ્તીનાપુરનું ઉપવન, તપોવન, સુર્યલોક ઇન્દ્રલોક
વિગેરે.

શ્રી હરિ

# સૂર્યકુમારી

## નાટકનો ટુંક સાર

## અંક પહેલો.

### મંગળાચરણ વસ્તુ સૂચના

પ્રવેશ ૧—હસ્તીનાપુર પાસેનું ઉપવન.

અમારાપુરીથી મૃત્યુ લોકમાં વિહાર અર્થે આવેલી સૂર્ય દેવતાની પુત્રી તપતી, તથા તેની સાહેલીઓએ હસ્તિનાપુરના રાજ ઉપવનમાં વિશ્રામ લેવા ઉતરવું, મૃગયાએથી પાછા ફરતા માહારાજા સંવરણ અને તેના રમુજી મીત્ર વસંતકનું આગમન, ત્યાં વેરાએલા અલૌકીક પુષ્પો તથા પગલાંની પંકિત અને ઉપવનની છિન્ન ભિન્ન દશા જોઇ રાજાને કોઇના ઉપવન પ્રવેશનો સંશય પડવો, વસંતકને તપાસ કરવા કહી રાજાએ કુંજમાં વિશ્રામ માટે જવું, બહાર નીકળી દેવ કન્યાઓએ વસંતકને ગભરાવવો, રાજાએ તેના બુમ સાંભળી કુંજમાંથી બહાર આવવું, તપતી સંવરણનું દ્રષ્ટી મીલન, સ્વર્ગીય પુષ્પોની તકરાર, વસંતકના રમુજી જવાબ, મોહની

કાની ઇર્ષા સુયોજિત થતાં આકાશ ગતી અટકી જવાની બીકથી સાહેલીઓએ ઉતાવળ કરવી, તપતીએ રોકવાને બહાના કાઢવાં, સંવરણે પુનઃ મિલાપની ઇચ્છા જણાવવી, તપતીએ પોતાની સિદ્ધવાળી મુદ્રિકા સ્વર્ગમાં આવવાના સાધન તરીકે આપવી, આતુર હૃદયે બન્નેનું છુટા પડવું, અરસપરસ વિહ્વળતા.

## ટેબ્લો

### પ્ર. (૨)–સંવરણના રાજભુવનમાં અંતઃપુરનો એક ભાગ.

રાજાજી કોઇ દેવકન્યાના પ્રેમપાશમાં પડયા છે એવી લોક વાયકા સાંભળી તર્ક વિતર્ક કરતી મહારાણી સુલોચનાની વિશ્વાસુ દાસી માધવીનો પ્રવેશ, માલીકનું મન મેળવવા હાજીહાના પાઠ ભણેલા વસંતકને પોતાની અક્કલનાં વખાણ કરતાં આવવું, માધવીએ છુપાઇ તેનું ભાષણ સાંભળવું, લોકવાયકા સાચી છે એમ તેની ખાત્રી થવી, વસંતકને તેના શબ્દો માટે ધિક્કાર આપી માધવીએ નિમકહલાલીનો ઉપદેશ આપવો, વસંતકે તેને ઉડાવવી, મહારાણી સુલોચનાનું આગમન, માધવીના મનનું સમાધાન રાજાનું હીત સંભાળવાની વસંતકને સુચના કરી સાધ્વી સુલોચનાએ સતી ધર્મની પ્રસંશા કરતાં ચાલ્યા જવું.

### પ્ર. (૩)–સ્થળ સુર્ય ભુવનમાં તપતીનો એકાંતવાસ

મૃત્યુલોકમાં જોયેલો રાજેંદ્ર સંવરણના વિરહે ઝુરતી મુગ્ધકુમારી તપતી ને તેની સાહેલી તમાલીકા તથા તરલીકાએ આશ્વાસન આપવું, અચાનક દેવર્ષિ નારદનું આગમન, તપતીએ નારદને પોતાનું ભવિષ્ય બતાવવું, નારદે તેના મનમાન્યા સંવરણનેજ તેના ભવિષ્યના ભરથાર તરીકે જણાવવો, દેવકુમારી મૃત્યુલોકમાં

કેમ પરણી શકે એવી તપતીએ શંકા કરવી ભવિષ્યના રહસ્યને જાણનાર નારદ મુનીએ કહેવું કે:—

" જગતના યંત્રની દોરી રહે છે હાથ ભાવીને
દોરે એ ત્યાંજ દોરાવું બીજુ સૌ હાથ ભાવીને
સમય ને માન આપીને થવું આધાન ભાવીને
સુખી કરવાં દુઃખી કરવાં બધુ આધીન ભાવીને "

નારદ મુનીની દેવવાણીને તપતીએ હર્ષથી વધાવી લેવી, સંકટ સમયમાં પણ સ્વધર્મ સાચવવાનો ઉપદેશ આપી નારદ મુનીએ જવું પોતાના મીત્રનો સંદેશો લઈને તપતીએ આપેલી મુદ્રીકાના પ્રભાવે વસંતકનું સ્વર્ગમાં આગમન, તેનો વીચીત્ર વેશ જોઈ સૌનું આનંદાશ્ચર્ય, પ્રીયજનના વીયોગે આતુરી બનેલી તપતી એ વસંતકનો સંદેશો સાંભળી તેનો પ્રત્યુતર આપી પ્રીયજનના હૃદયની શાંતી અર્થે વસંતકને પાછો મૃત્યુલોકમાં મોકલવો.

**પ્રવેશ (૪)–કુસુંમ વાટિકામાં કુંજગ્રહ.**

પ્રીયા વીયોગે બ્હાવરા બનેલા રાજેન્દ્ર સંવરણનો વીરહાલાપ, વસંતકે આવી પ્રીયાના સંદેશારૂપી અમૃતનું સીંચન કરવું, સંવરણની ઉન્માદાવસ્થામાં વધારો, તપતીનું સખીઓ સાથે આગમન, પ્રીયજનની દશાપર તેની અનુકમ્પા, અરસપરસના ગાંધર્વ લગ્ન અંતરીક્ષે નારદનો આશીર્વાદ.

**પ્રવેશ (૫)—અમરાપુરીમાં સુર્ય ભુવન.**

પોતાના નીત્ય નિયમ પ્રમાણે પૃથ્વી પ્રદક્ષિણા કરતાં ભગવાન સુર્ય નારાયણે અંતરીક્ષથી તપતીનું પૃથ્વી પ્રત્યેનું આકર્ષણ જોવું, સમય સુચકતા વાપરી તરતજ તપતી સ્વયંવર માટે દેવોને આમંત્રણ

કરી અનુચરને તપતીને લગ્નના શણગાર સજાવવાનું કહેવા પોતાની સ્ત્રી રનાદે પાસે મોકલવો, જાતી સ્વભાવ પ્રમાણે નારદે આવી ગાંધર્વ લગ્નવાલી વાત કહી, દેવી સુર્ય પત્નીની વીમામણ, તપતી એ પોતાનો સ્વયંવર તો થઇ ચુકયો એમ કહી લગ્નના શણગાર ઉતારી નાંખવા, આખરે ભગવાન ભરોસે અનિચ્છાએ સ્વયંવરમાં જવા હા પાડવી.

પ્રવેશ (૬)—સુર્ય લોકમાં સ્વયંવર મંડળ.

અપ્સરાઓનો નાચ સુર્યે દેવતાઓનો સત્કાર કરવો, હાથમાં વરમાળા લઈ તપતીએ બળતા હૃદયે પ્રવેશ કરવો, સુર્યે વરવા આજ્ઞા કરવી, તપતીએ હું મૃત્યુ લોકમાં રાજેન્દ્ર સંવરણને વરી ચુકી એમ કહી વર વરવા ના પાડવી, સુર્યે ક્રોધાતુર થવું. યમે બહેનનો પક્ષ લઇ પીતાને સ્વધર્મ સમજાવવો, તપતીનો અડગ નીશ્ચય જોઇ રાહુએ વરદાન આપી સુર્યના કોપની જવાળાઓ બળી જઈ, તપતીને ઉગારી લેવી, નારદે આવી ભાવની પ્રબળતાના વખાણ કરવાં, સુર્યની શકિતનું નીષ્ફળ થવું, સર્વનું આશ્ચર્ય થવું

ટેબ્લો.

## અંક બીજો.

સ્થળ—હસ્તીનાપુર પાસેનું તપોવન.

સુર્ય કુમારી તપતીના વિરહે રાજ ત્યાગી યોગી બનેલા મહારાજની શોધમાં યોગીની બની નીકળેલી મહારાણી સુલોચનાની

સ્વામીની ભાળ ન મળવાથી નિરાશા, રાજાજીની ભાળ મલી છે એવા સમાચાર લઈ માધવીએ આવવું, મહારાજાને યુક્તીથી છેતરવા કાર્ય કુશળ મહારાણીએ યોગીની વેશે સમાધીમાં બેસવું, માધવીના ભરમાવાથી આ આશ્રમ કોઇ દેવી સીદ્ધીવાળા યોગીનીનો છે, એમ માની સંવરણ તથા વસંતકે આશ્રમમાં આવવું. રાજરાણીની રકઝક રાજ ધર્મનો ઉપદેશ, સ્વાર્થ, પ્રેમ અને સ્વદેશ પ્રેમની તુલના, પ્રેમમાં દીવાના બનેલા સંવરણની અડગ પ્રેમ નીષ્ઠા તથા યોગીની ના સ્વરૂપ માટે વ્હેમ, યોગીનીએ સુલોચના રૂપે ખુલ્લા થવું, રાજા એ રાણીને ઓળખી તેનો તીરસ્કાર કરી ચાલી જવું, રાણીએ વીલાપ કરતાં પાછળ જવું, વસંતકે થાકને ભુખથી કંટાળી નીદ્રાવશ થવું, સંવરણ પર મોહાસક્ત બનેલી વીદ્યાધરી મોહનીકાએ આવી ઉંઘતા વસંતકને સંવરણ માની સ્વર્ગમાં ઉપાડીને ઉડી જવું.

## પ્રવેશ—(૨) સ્વર્ગમાં મોહનીકાનું ભુવન

મોહનીકાની સખીઓએ ઢાળેલા વાયુની મીઠી લ્હેરથી વસંતકે જાગ્રત થવું, પોતે જંગલમાં સુતેલો છતાં પલંગપર કયાંથી આવ્યો એવી વસંતકને ભ્રાંતી થવી, દાસીઓએ તેને મહારાજા સંવરણના નામથી બોલાવી તથા તેની સેવા કરવી, મોહનીકાનું આવવું વસંતકને જોઇ ગભરાવું, ગોટાળો, મોહનીકાની મુઝવણ, વસંતકે મહેણાં દઇ તેને ચીડાવવી, પોતાનું પોગળ ખુલ્લું ન થાય માટે પોતાના અનુચર વજ્રમુષ્ટીના કબજામાં તેને નજર કેદી તરીકે સોંપવો, વસંતકનો ગભરાટ

“ ટેબ્લો ”

## પ્રવેશ (૩)—અઘોર જંગલ.

પ્રેમયોગી બની વનવન ભ્રમણ કરતાં મહારાજા સંવરણ પાસે અમરાપુરીથી તેમને તેડવા આવેલી તપતીની સહચરી તમાલીકા ને તરલીકાનું આગમન, દુરથીજ સંવરણની યોગી દશા જોઇ તમાલીકાથી સ્વભાવીક રીતે બોલાઇ જવું કે:—

"જગને પ્રીયાની મુર્તીમય જોતા ફરે સંસારમાં
પ્રીય મુર્તીમાં તન્મય બની દર્શન કરે કીરતારનાં
નીજને પ્રીયમાં પ્રીયાનીજમાં પ્રેમાશીજનને ભાળતા
તે પ્રેમીઓ સાચા જગે અમરાપુરીજ ઉતારતા'

તમાલીકા તરલીકાને ઓળખતાં સંવરણે તપતીના સમાચાર પુછવા, તેઓએ તેમના મનનું શાંતવન કરી તપતીએ આપેલી પાવડીઓ પહેરાવી, પોતાની સાથે અમરાપુરીમાં લઇ જવા.

## પ્રવેશ (૪)—તપતીનો એકાંતવાસ.

તપતીને એકાંતવાસમાં તેની માતાએ તેને આશ્વાસન આપવા આવવું, પુત્રીની અદ્વૈત પ્રેમનીષ્ઠા અને હ્રદયની દ્રઢતા જોઇ માતા હ્રદયનું પીગળવું, સંવરણને લઇ તમાલીકાએ આવવું, બન્ને બાજુની ઢોલકી બજાવતાં નારદ મુનીએ સુર્યને બોલાવી ભાવીનું પ્રાબલ્ય બતાવવું, સુર્યે ચીડાઇ સંવરણને શ્રાપ આપવો, તપતીને નાગપાસ નારદમુનીએ તટસ્થ ઉભા રહી ભાવીની લીલા જોવી.

( ટેબ્લો )

**પ્રવેશ (૫) મોહનીકાનું ભુવન**

વજ્ર મુષ્ટિના હાથમાં પડેલા વસંતકની તેની સાથે રમુજી તકરાર, મોહનીકાનું આગમન, સંવરણના સ્વર્ગ આગમનની ખબર આપવી તથા પોતાને સંવરણ મેળવી આપવાની શરતે વસંતકને બે દીવસ માટે છુટો કરવો, ફરતાં ઈંદ્રના અનુચરોએ તેને મૃત્યુ લોકનો મનુષ્ય માની ઈંદ્ર સભામાં લઇ જવો.

**પ્રવેશ (૬)—કારાગ્રહ.**

પીતાની આજ્ઞાનો વારંવાર લોપ કરવાથી કારાગ્રહના અસહ્ય કષ્ટમાં પડેલી કાળ સર્પોના પાસામાં સકડાયેલી નાગોના સંકટ માંથી તપતીનો હ્રદય દ્રાવક વીલાપ, વીર પસલી માટે તેણે પોતાના ભાઇ યમનું સ્મરણ કરવું, યમે પોતે દેવ લોકમાં કાંઇ પણ સત્તા વાપરવા નિરૂપાય છે એમ કહી બ્હેનની સ્થાતીપર આંસુ વરસાવવાં, તપતીએ પોતે સર્પોને અમૃત પાઇ ઊછેર્યા છે તો પોતેજ તેનો નાશ કરી શકશે એમ યમે તેને કહેવુ, તપતીએ પાલક મટી સંહારક બનવા ના પાડવી, યમે ધન્યવાદ આપવો પુત્રીના દુઃખે ગાંડી બનેલી માતાએ ઉન્મત દશામાં કારાગ્રહમાં આવવું, માતાની વિકટ દશા જોઇ પુત્રીના દુઃખમાં વધારો થવો યમે નિરૂપાય હોવાથી ચાલ્યા જવું, સુર્યે ધમકી આપી બળતીને વધારે બાળવી, સંકટ સમયના સાચા બેલી ત્રીભુવનનાથ નારાયણનુ સ્મરણ, સંભારતાની સાથેજ નારાયણે ગરૂડને પ્રેરણા કરવી, ગરૂડે સર્પોનું ભક્ષણ કરી તપતીને મુક્ત કરવી.

ગરૂડાગામી નારાયણ દર્શન.

**ટેબ્લો.**

# અંક ત્રીજો.

પ્રવેશ (૧)—સુકું જંગલ.

સુર્યના શાપથી મૃત્યુ લોકમાં અઘોર વનમાં હવડ કુવામાં પડેલા સંવરણને તપનીએ દિવ્ય દ્રષ્ટીએ જોવાથી પોતાની સહચરી તમાલીકા તથા તરલીકાને અને પોતાની સ્વર્ગની નંદીની ગાયને તેના રક્ષણ અને પોષણ અર્થે મોકલી છે તે પોતાનુ કાર્ય કર્યા જાય છે તેવામાં રાજાના અભાવે દેશમાં પડેલા દુકાળનાં નિવારણાર્થે મહારાણી સુલોચના જગન્નાથનો રથ લઇ પૃથ્વી પ્રદક્ષિણા નીકળ્યા છે તેનો રથ ત્યાં આવી પહોંચતાં અટકી જાય છે, તમાલીકા અદ્રશ્ય રહી જુવે છે, રાણી જગન્નાથની સ્તુતી કરે છે, રથ નથી ચાલતો, પ્રધાન અને રાણી કારણ શોધે છે, તરલીકા પ્રત્યક્ષ થઇ કુવામાં પડેલા દુઃખી મનુષ્યના ઉધ્ધાર શીવાય રથ નહી ચલે એમ જણાવે છે. સ્વર્ગ નંદની આવી કુવામાં દુધ ઝરે છે સુલોચના આશ્ચર્ય પામે છે જગન્નાથનું ચર્ણામૃત કુવામાં નાખે છે કુવો પાણીથી ભરાઇ જાય છે સંવરણ પાણી પાંદડાપર અચેતન અવસ્થામાં તરતો દેખાય છે, વાદળમાં વિજળીના ચમત્કાર થાય છે, સઉ જગન્નાથનો જયનાદ પોકારે છે સુલોચના સ્વામીને ઓળખે છે, પતીની દશા પર પતી આંસુ વર્ષાવે છે, પતીનું હૃદય સુસ્નેહ પાસે દ્રવીભુત બની જાય છે સંવરણ સુર્યના શ્રાપને પોતાની દુર્દશાના કારણ તરીકે જણાવે છે, સુલોચના ગર્વિષ્ઠ બની અધર્માચરણ કરનાર સુર્યને તપ કરી પોતાના ચરણમાં નમાવી તેને હાથેજ તેમનો ઉદ્ધાર કરવાની જગદીશ સમક્ષ પ્રતિજ્ઞા લે છે

## પ્રવેશ (૨)—ઈંદ્રસભામાં વસંતકનો ન્યાય.

ઈંદ્ર વસંતક રમુજી સ્વભાવપર ખુશ થઇ તેને વરદાન આપે છે, મોહનીકા અને રાક્ષસને મૃત્યુલોકમાં જઈ તેની પ્રસંનતા મેળવતા સુધી સેવા કરવા ફરમાવે છે તથા કેટલીક ભેટો આપી મૃત્યુલોકમાં વીદાય કરે છે પોતાનો ઈંદ્રસભામાં વિજય થવાથી વસંતક હર્ષમાં આવી જાય છે.

## પ્રવેશ (૩)—સુર્યભુવન.

તપતી અને સંવરણનો અદ્વૈત સ્નેહયોગ નજરો નજર બતાવવા અને સ્વામીની વૃતી ફેરવવા રમાનાદે સંવરણને મૃત્યુલોકમાં થી સ્વર્ગમાં લાવી છે પ્રીયજનની દુર્દશા જોઈ તપતીનું હૃદય ચીરાઇ જાય છે, સંવરણ પોતાનું અધમ શરીર બતાવી તપતીને તેનો મોહ છોડી દેવા કહે છે, તપતી તમે જેવા તેવા પણ મારા મુગટ મણી એમ કહી તેમની સેવા કરવાને દ્રઢ આગ્રહ બતાવે છે સુર્ય સંવરણ ને તેની મર્યાદા કેટલી છે તે સમજાવવા પ્રકૃતિના નિયમોનો ઉપદેશ કરે છે, પ્રેમપ્રભાવ આગળ પ્રકૃતિના નિયમો તુચ્છ છે, એમ તપતી સ્પષ્ટ જણાવે છે. પીતાનાજ શબ્દોથી પીતાને મ્હાત કરે છે તપતી પોતાની અચળતા ધ્રુવ સમાન છે એમ બતાવે છે સંવરણ કલ્પાંતે કે પ્રાણ જતાં તપતીને છોડવા ના કહે છે સુર્ય કોપાયમાન થઇ બંનેને શ્રાપ આપી જડ બનાવી પૃથ્વીના પડમાં ફેંકે છે.

( ટેબ્લો )

### પ્રવેશ (૪)—મોહનીકા વસંતક અહસંસાર.

કુમારજા દુઃખથી કંટાળેલો વસંતક પ્રવેશ કરે છે, રાક્ષસને બતાવેલુ કામ ઓછું પડવાથી વસંતકને ખાઇ જવાની ધમકી આપે છે, તેનો મિત્ર દેવદત આવી રાક્ષસને વશ કરવાનો ઉપાય બતાવે છે, નવરાશના વખતમાં નીસરણીપર ચડ ઉતર કરવાથી રાક્ષસ કંટાળી જાય છે, મોહનીકા આવે છે.

બન્ને સ્વર્ગમાં ઊડી જવાનો સંકેત રચે છે વસંતકની પ્રસનતા મેળવવા મોહનીકા ખોટો પતી ભક્તિ પ્રપંચ રચે છે, ભોળો વસંતક તેની ખોટી સેવાને સાચી માની બનેનું કલ્યાણ થાઓ એમ બોલી જાય છે, કલ્યાણ શબ્દ સાંભળતાંજ બંને સ્વગ માં ઉડી જાય છે, વસંતક બાલના પાળીઆ જેવો ઉભો રહે છે, દુઃખ પડતાં સંવરણ યાદ આવે છે, તેની શોધમાં જવાનો નિશ્ચય કરે છે.

### પ્રવેશ [૫]—તપોવનમાં અરૂણોદય.

સુલોચનાના તપ પ્રભાવથી સુયનો રથ અટકી જાય છે, સુર્ય ગભરાઇને વીષ્ણુ ભગવાનની સ્તુતી કરે છે સુલોચનાના તપના તેજ માં નારાયણ મુર્તીમાન પ્રગટ થાય છે, સુર્ય શરણે આવે છે, ભગવાન તેને તપ કરતી સુલોચનાને પ્રસંન કરવા કહે છે. સુર્ય પ્રતિજ્ઞા લે છે, નારદ આવી બળતામાં ઘી હોમે છે, સુર્ય સિદ્ધીઓને ઉત્પન્ન કરી સુલોચનાને અમુલ્ય રત્નોની લાલચ આપી લલચાવે છે, તેના પુત્રને દુનીયાનું સામ્રાજ્ય તથા નવ ગ્રહોનું અધિરાજ્ય આપવા કહે છે, પણ સુલોચના જાગૃત થતા નથી, નારદ થોડું પડતુ

કૃશે કહી મશ્કરી કરે છે, વીષ્ણુની સત્તાથી દબાયેલ સુર્ય સુલોચના ને નમે છે, સુલોચના તપતી સંવરણને સચતન કરી પોતાની સમક્ષ લાવી હસ્ત મેળાપ કરી આપવા કહે છે, સુર્ય પાસામાં આવી જાય છે, નારદ અકળાવે છે, સુર્ય હારીને તપતી સંવરણનો અનુગ્રહ કરી ત્યાં લાવે છે સઉ સ્વર્ગમાં રનાહે અને સુર્ય તપતી સંવરણને હસ્ત મેળાપ કરી આપે છે, સંવરણ વસંતકને યાદ કરે છે, સુર્ય પોતાના અનુચરને મોકલી વસતકને ત્યાં લાવે છે, તપતી તેના અને તમાલીકાના લગ્ન કરી આપે છે, વીષ્ણુ ભગવાન સર્વેને આશીર્વાદ આપે છે, આખરે નારદનું ભવિષ્ય કથન સત્ય થાય છે.

આનંદ આનંદ આનંદ



શ્રી હરિ

# સૂર્યકુમારી

## — નાટકના ગાયનો —

## અંક પહેલો

ઈશ્વર સ્તુતી

ગૌરી સુત ગજાનન

આદી નમું દેવમણી વિઘ્ન હરણ સત્યશરણ

ધ્યાવત સુખ ઉપજે મન............ગૌરી

એક દંત સિદ્ધિવંત ગજવક ભાલચંદ્ર

ત્રીશુળ ધરણ સિદ્ધિ કરણ

વિદ્યા ધન મોક્ષ માર્ગ મંડન

ખંડન પાપ તાપ ત્રિવિધ હર દેવા........ગૌરી

બાળાઓ— ૧

હાંહાંરે અમર ધામતણાવાંસી સુખરાશી

પ્રેમ માર્ગના પ્રવાસી દેવાંશી

પ્રેમની પરિસીમા તો જાણે જગમાંહી કોઈ
વિરલા દેહ ધારીનીતો ભાવના જુદીજ જોઇ
જાણી જોઈ માગી જોઈ અંતરે પ્રમાણી જોઈ
ધોઈ અંતરના અંસુથી વિશ્વની ઉદાસી
જેની દૈવી જ્યોતી જગમાં પ્રકાશી—અમર.

તપતી, સાહેલીઓ— ૨

મ્હારી મ્હોરી પેલી આંબલીઆ ડાળ
બોલે મીઠી કોયલડી
મ્હોરી મ્હોરી મારા હૈડા કેરીમાળ
બોલે મીઠી કોયલડી
સરોવરીઆ પાળે રમે સારસની જોડલી
ને ઢળતી તરૂવર કેરી છાયા
એકલડા કેમ રહ્યું જાય ઓ સાહેલી
તને સાંભરે કોઈ રસીયાની માયા.

તપતી, સંવરણ, સાહેલી— ૩

અમને પાછાં આપોને પ્રાણ પ્યારાં
અને પુષ્પ એ રસાળાં
ફુલ નંદન વન વાડીનાં અમારાં
મધુરી વાસવાળાં
પુષ્પ સમા હૈડાંઓ બાળા તમારાં

પુષ્પ સમા મુખડેથી પુષ્પ સમા વચનો
વરસાવે પ્રીતી પુષ્પતણી ધારા એમ પુષ્પ.

તપતી, સંવરણ, સાહેલીઓ— ૪

સોહામણી સ્વર્ગની વાટ એકદીન શોભાવજો હોરાજ
રસિલા અમરાપુરી ઘાટ એકદીન સોહાવજો હોરાજ
મૃત્યુ લોકના મનુષ્ય કયાં કયાં અમરાપુરી ઘાટ
અઘટીત-કહો એ કેમ બને વસમી વીકટ એ વાટ
મુકણુ મણી તમે રાજસદનના
પારી જાત તમે નંદનવનનાં
રાજવંશી દેવાંશી રસીકવર
પ્રિતજ્યોત પ્રગટાવી પરસ્પર
મેળવવા અંતરમાં અંતર
સ્વર્ગ અમારૂં સોહાવજો હો રાજ.

માધવી— ૫

હાંરે જુઠા જુઠા દુનિયાના લોક જુઠા
હૈયાના ફુટા જુઠા ઉડાવે કંઈ કંઇ બુટ્ટા—હાંરે
કોઇને કહે આ છે સાચું
કોઇને કહે તે છે સાચું
સમજ્યા વીણુ કાપે પીટયા કાચું
બતાવે ડહાપણુ પાછું બાળો એવાનું ડાચું.

મસ તક—　　　　　　૬

અક્કલની એક વાત શીખાવું જગમાં મોટી હાજી હા
શેઠ પાસ વાણોતરની એક સાચી સોટી હાજી હા
શેઠ કહે સાગરનું પાણી મીઠું છે તો હાજી હા
ખારી સાકર ગળ્યું મીઠું છે તો પણ કહેવું હાજી હા
રાત અંધારી, શેઠ દીવસ તો પણ કહેવું હાજી હા
મમ-પરખી માલીકનું સૌએ થઇ રહેવું ભાઇ હાજી હા.

સુલોચના—　　　　　　૭

જગતમાં સાચી સતીને ટેક—પ્રીત્તમવીણ પ્રાણ તજે રે
પ્રીત્તમ વીણ પ્રાણ તજેરે—અન્યને નહી ભજેરે
ભલે ભાનું બની અતી અનુરાગી—કમળવૃંદને ન્હાય
પણ કમળોનો સાચો સ્વામી—એકજ સુર્ય મનાય
હૃદય પ્રિય દર્શને પ્રફુલ્લ થાય—બીડેલી કળીઓ વકસીજાય
પ્રિતમ તણી ચરણ રજેરે—

તપતી-સાહેલીઓ—　　　　૮　　　(ગરબો)

નવઆણી દશા લેશ ધારી, અમને બાળે વેશ
　　　કુટીલ કુસુમબાણ પ્રહારો કરે
પિયુ વિનાની હું તો એકલડી વેલડી
એકાંતે ઉર મ્હારૂં ભડકે બળે

(સાખી)

ફરે ચકોરી બ્હાવરી　પિયુ પોકારતી ભ્રાંત
અંતરમાં ઉલ્હાસસે મળશે　પ્રિય શશીકાન્ત

ત હશે સાચું જો ચંદ્રમાં ચકોરીનું
પ્રદીપ્ત થાશે પાછું પ્રિય દર્શને કીશોરનું
સખી ચકોરી થાશે શાંન્ત મળશે જવ પ્રિય શશીકાન્ત
હું તો ફરતી અશાન્ત લાવું ક્યાંથી પ્રિય કાન્ત
નહી એકાંતે શાંતતા—એ ન૦

નરદ—                    ૯

જય શ્યામ સુંદર સુખકારીરે
તારી મુરતી મધુર મનહારી
તારી મુરતી મધુર મનહારી તુજ નામ સ્મરણ સુખકારી
શુક સનકાદીક સેવે સ્નેહે
છબી તુજ મંગળકારી—જય૦

પતી, સાહેલીઓ—              ૧૦

તમારા નામની નીશદીન
સલુણા હું તો જપમાળા જપતી
કીશોરી મુગ્ધ મનોહર બાળ
સલુણી સખી નયન સજળ ભરતી
વાંકી ડોક કરી નીશદીન રાજન
વાટ તમારી જોતી
ઉન્હા આંસુડા ગાળી પ્રીયતમ
પાલવડે મુખ લ્હોતી—તમારા૦

વસંતક, સંવરણ—                    ૧૧

ચતુરા ચીત ચોરી ગઇ મારી નયનનાં બાણ
કામિની કામણ કરી ગઇ પ્રેમદા લઇ ગઇ પ્રાણ
ભ્રમણા લાગી છે એને ભારી
મધુરી તારી મુર્તિ અંતરમાં ઊતારી
બલીહારી પ્રિયતમા તારી
કામણગારી દ્રષ્ટી પ્યારી, જાદુ અજબ કરનારી—
રોમ રોમ પળ રટે મંગળ કર તુજ નામ
વાટ ઘાટને હાટમાં શોધે સંવરણ શ્યામ
જપતી જપમાળા એક તારી,
વન વન ભમતી [એ] બીચારી—મધુરી તારી૦

તપતી—સાહેલીઓ--                    ૧૨

હવે અમે જઇશું અલબેલી
કેમ
મન માન્યા મોહનની સંગે રમજે મન મેલી—હવે
સખી પ્રણામ
આમ મુકી એકલડી મુજને સખીઓ કેમ જવાય
જવાય
અલીઓ મન માંરૂં મુઝાય
સામે ઊભા સુંદર વર પેલા
કરશે શાંતી ઉપાય
અલી હવે અમથી ન રહેવાય

તપતી— ૧૩

એ સાચાનો સંગી વ્હાર કરશે મારી
કષ્ટ હરશે હરીવર બાંહ્ય ધરશે મારી
જેને ગૌતમની નારીને પદરજથી તારી
એવા ભુદરનો સુજને ભરોશો ભારી
વ્યર્થ ચીંતા તજી દયો માતા મારી
લેશે દીનનો દયાળ એ ઉગારી
જેણે ભકતોના અંતરની પીડા ટાળી
લાજ સાચવશે વૈકુંઠનો વાસી મારી
અખીલ વિશ્વનો આધાર ગતી એની ન્યારી
બની બેલીએ સંકટથી લેશે તારી

## અંક ૨ જો

સુલોચના— ૧૪

પ્યારા પ્રિયતમ પ્રાણ સ્નેહી
મનના માન્યા કયાં મળે
આ પિયુ પિયુ રટતી બાળ ચકોરી
વન વન ઘેલી થઈ ફરે

મારા નાથ નગીના પરીમળ ભીના
સુંદરીના શીરતાજ સલુણા—પ્રિયતમ
વ્હાલા થઇને શું વીસારી કાયા છાયા જુદી ધારી
માયા મોહનજી શું ઊતારી શાણા શું એ રીતી સારી
હું કીંકરી રજ પદની—પ્યારા૦

સુલોચના— ૧૫

મારા શ્યામ મનાવો દીલારામ મનાવો કોઈ
પ્રિયતમ તણા દર્દી દીલની દવાઓ બતાવો કોઇ
ભવસાગરમાં નાવડી લાવો હૃદયારામ
અધવચમાં ડુબતી મુકી ગયા સુકાની શ્યામ
ડુબે મારી નૌકા આજે તરાવો—તરાવો. કોઇ.

મોહનીકા, સખીઓ— ૧૬

વાહ અલબેલી રસવેલી યૌવન મદ ઘેલી સાહેલી
જાઓ બનીશું આમ ઘેલી સતાઓ શાને મને સાહેલી
વાહ ઠગારી વાહ ધુતારી ભાન ભુલી જાય ક્યાં છકેલી
જાણી જાણી શું બની અજાણી અમને ઠગવા જાય
અંતરના અનુરાગ મધુરા છુપાવ્યા કેમ છુપાય
જાણી મુજને શું સતાવે
હાવભાવે સઊ જણાવે
[બટક બોલી શું જણાવે]
તંગ આ કંચુકી કસ ઢીલી—સતાઓ.

આંતક— ૧૭

ગ્હારે લટકો મેં જોયો તમારો
વાહ તારો ચટકો મેં જોયો તમારો
જોયો તમારો પીછો છોડો અમારો [૨]
લાવી લેવા તું લ્હાવો મજાનો
નથી હું રાજા છું રંગ સહાનો [૨]
છોડો ચટકો—

સંવરણ— ૧૮

કોઈ બતાવોને પંથ પ્રિયાને
અનુપમ સ્વર્ગિય પુષ્પ બતાવીને
ભાન ભુલાવીને ગઈ ક્યાં મધુરી

રલીકા તમાલીકા— ૧૯

કોઈ કહેજો જોગીડાને જઈને હો રાજ
મધુવનમાં ઝુરે તારી બાલા જોગન
વિરહ અંગારે સળગે આખું નંદનવન....મધુ
એની આંખે શ્રાવણ ને ભાદરવો ઝરે
બાલા રસીઆના રાગે એ રોતી ફરે
વ્હાલા અંતરમાં હોયે તો લ્હોજે લોચન....મધુ.

તમાલીકા, તમાલીકા, સંવરણ—   ૨૦

અમ સખીપર કરૂણા કરજો રાજ
ચંદ્રચકોરી તણા શીરતાજ
અમીરસ સીંચન કરજો
પ્રેમ પ્રતિમા મળવા માટે ભસ્મ લગાવી ફરૂં છું
વિરહાનળે તન ખાખ થયું મમ હોય હું પ્રાણ ધરૂં ૨
એતો તમ દર્શનની પ્યાસી રાજ
હું તો તલસું પ્રાય દર્શનને કાજ
વ્હેલા પંથે પળજો—અમ૦

તપતી—   ૨૧

નથી કોઇનું કોઇ આ જગમાં
સઊ સઊના સ્વાર્થમાં રમતાં
પુત્રી મારી સઊ કહેતાં ફરતાં
અંતર પીડા નહીં ઉર ધરતાં
પાલક મટી સંહારક થાતાં
બેલી હવે એક ત્રીભુવન ત્રાતા.

તપતી-સંવરણ—   ૨૨

તમારાં આં કરૂં સન્માન
મલ્યા મને મનગમતા મ્હેમાન—તમારાં
હૃદય ઢળી તમ ચરણે પડતું દેવા આદરમાન—તમોને

બાળા એ પુર્વ જન્મની પીછાણ
ભાગ્ય દેવી દર્શન તવ પામી
પ્રફુલ્લ થયા મન પ્રાણ બાળાએ—તમારા૦

# અંક ૩ જો

તરલીકા, તમાલીકા— ૨૩

બલીહારી છે આશાના પાસ તણી
જીવે જગત આશાનો વિશ્વાસ ગણી
આશા સાગરના ખારા કીનારા પરે
અમૃત ઇચ્છાએ જન કઈક ઝુરી મરે
કોઇની સફળ થાયે કે ન થાએ અરે—બલી૦

સુલોચના— ૨૪

વિભુ મારી વારે આવો વૈકુંઠના વાસી બચાવો
તમારા વીના કોઇ મારૂં બેલી નથી
જડે નહી એકે આરો કમલાપતી કેશવ તારો
ઉગારો હે મારો મુજને દયાના નીધી

તમે મધુ કઇટભ માર્યા દાનવથી દેવ ઉગાર્યા
દાવાનળ પાન કરીને સાગરના પાણી ભરીને
મનુતણી મંડળીઓને ઉગારી લીધી.

અંતક, ઈંદ્ર— ૨૫

રીબાયો છું ફસાયો છું કુટાયો છું લુંટાયો છું
ડુબાયો છું મુઝાયો છું અમારી આમ બાબત છે.

( પણ તે થયું કેમ )

પકડતાં જાળમાં ઉંદર ભરાયો સર્પ તે અંદર
હર્યું ઘોડા બદલ ખચ્ચર અમારી આમ બાબત છે.
ખીજાણાં નાર નખરાળાં મુઝાણું જોઇ ગોટાળા
પછીથી પુછડાવાળો મલ્યો તો આમ બાબત છે.
જુવાની તો દીવાની છે ન બુદ્ધીની નીશાની ત્યાં
પાછી ત્યાં પુછવાનું ક્યાં કહી દયો આમ બાબત છે
તમારા કષ્ટ સહુ ટળશે અવશ્યે ન્યાય પણ મળશે
તમારા શત્રુ સપડાશે આમરી એ કબુલત છે
તમારી એ કબુલત છે અમારી આમ બાબત છે.

તાપતી— ૨૬

હું તો પ્રિયુ પ્રેમની પ્યાસી
સેવું સલુણા શ્યામને બની ચરણ કમળની દાસી—હું
સહુ કહે કલંકીત ચંદ્ર છે, તોપણ કુમુદની પ્હાસ છે

વ્હાલમ તણા દર્શન થકી ઉર વ્હાલીનું હરખાય છે
પ્રેમ પુષ્પે પતી ચરણ વધારવું
પ્રતી ચંદન લેપ લગાવું
સ્નેહ રસાયણ પ્રેમે પાણી,
નાથ રીઝાવા પ્રાણ બીછાવું
દુઃખ સકળ સહું નાથ સાથ સાથમાં બની જંગલની વાસી—દુ.

વસંતક— ૨૭

રોજ ઉઠી આતે શી રીતે સહેવાય
ઉંદર બીલાડીનો મેળ મળે નહીં
પછી સાથે કહો કયાંથી રહેવાય—રોજ
નિત્ય નિત્ય ઘરમાં ચાલે મારામારી
કજીયા કંકાસથી હું તો ગયો હારી
એની પડી ટેવ ટાળી ન ટળાય—રોજ
નિત્ય નિત્ય ઘરમાં ચાલે મારામારી
કજીયા કંકાસથી હું તો ગયો હારી
એની પડી ટેવ ટાળી ન ટળાય—રોજ.

વસંતક, મોહનીકા— ૨૮

રંગભેર આજ રમો અલબેલા
વ્હાલા વ્હાલા લાગે તારા બોલ ભલા ઘેલા
આધીન રહીશ તારા, પ્રીતમ સલુણા પ્યારા

હાસાં ગણી હયો હારા મનમાં
વારે સલુણી શાણી મુરતી મધુરી તારી
પ્યારી પ્યારી વસી મારા મનમાં—હાં—(૨)
ચાલો ભુવનમાં, ફરીએં ચમનમાં
તમે મારા પ્રાણપતી છો હું તમારી દાસી
જો જે મુજને છેતરતી તું દઈ ગળામાં ફાંસી
જી નાં હાં. હાં;
કાળજાની કોર, [૨] મારા ચીતડાંની ચોર
તું તો મનડાની મોર વસી મનમાં—હાં (૨)

સર્વ— ૨૯

અમ દેશ કેરી વાડીઓમાં કલ્પતરૂ ઉગે સદા
અમ આંગણી વર્ષાવજો મેઘો મધુર અમૃત તણા
વળી અમોલ વિશ્વે વ્યાપજો અમ કીર્તિ કેરી વાસના
નવખંડમાં ગાજી રહેજો ભરત ભુમિની નામના.

સમાપ્ત